# દારૂથી દુર રહો!



દેશે દેશ અને ગામે ગામ, ગલીએ ગલીએ અને ફળીએ ફળીએ, દારૂથી દૂર રહો!

દૂર રહો! એમ આકાશ સાથે વાતો કરતી અદાલતો, ઘા અને રોગ માત્રથી થતા વિકારોથી સબડતી હસ્પીતાલો, અને વર્ષો વર્ષ વધારે વિશાળ કરવી પડતી જેલો અને ગાડા-ના ગૃહોમાંથી હર પળે ઉભો થતો ધાડો, રણ-સિંગડાથી પણ વધારે કાન ભેદી નાખે એવો તીણો અને બેસુરો અવાજ—દારૂથી દુર રહો જે હરહમેશ સંભળાયા કરે છે, તે પર સહેજ લક્ષ આપો; સ્મશાનમાં સળગી પોતાના બળી-દાનથી પોકાર કરતી સ્ત્રી પુરૂષ અને બચ્ચાંઓની ગુજરી લાશો, અને જીવતાં મુએલાં જેવાં

ફરતાં, સુકાં, માઇ કાંગલાં, મરવાને આળશે જીવતાં કરોડો કંગાલ માણસો, સીનેમેટા-ગ્રાફ કરતાં પણ સજ્જડ અસર કરે એવાં પોતાનાં દારૂના પરિણામ રૂપ પડોથી, હે, ભાઇઓ ! દારથી દૂર રહો ! દારૂથી દૂર રહો ” એમ જાણે પોકાર કરતાં આપણી નજ૰

જાગતા અને ઉંઘતા પડા થાય છે, તે તરફ જરા દષ્ટિ કરો અને સમજો કે—દારૂથી જોર આવતું નથી, પણ જોર જાય છે. દારૂથી ટાઢ ઉડતી નથી, પણ ટાઢ વાય છે. દારૂથી ભૂખ લાગતી નથી પણ ભૂખ મરી જાય છે. દારૂથી મગજ તર થતું નથી પણ ખાલી થા

દારૂ રોગનો ભોગ નથી પણ દારૂ રોગનો દારુ રોગનું મૂળ છે દારૂ દેખીતો સારો, સુંદર, સોહામણો અને સુંવાળો પણ તદન ઉંધો, પાછો ફરી ન શકાય તેવો, ધનને ધકેલી મુકનારો, સુખને સદાકાળને માટે સુવાડી દેનારે

દુઃખ માત્રનાં દ્વાર ઉઘાડનારો, આ સ્વર્ગરૂપી સંસારમાંથી છેક નીચે ધગધગતા અંગારાથી ભરેલ નરકમાં ધકેલનારો અનહદ ઉંડો ખરો છે.

ભાઇઓ જે જે બુરી બદીઓમાં ફસાઇ સેંકડો તન મન અને ધનથી પાયમાલ થાય છે. તેમાંની સૌથી બુરામાં બુરી બદી દારૂ પીવાની છે. એક વખતે કેવા જબરા ગોલાઓ અને કુંભારો હતા ! તેઓ ક્યાં ગયા તેની તપાસ કરશો, તો તરતજ સમજાશે કે તેઓ દારૂ પી શરીરે ખરાબ થયા. ઘર બાર પૈસા ટકા દારૂમાં ગુ-માવી કંગાલ અવસ્થામાં આવી બચ્ચાં છોક-રાંને રવડતાં મુકી મરી ગયા. આટલું આટલું કમાતા છતાં ધોબીઓનું ઉંચું ન આવવાનું કારણ પુછો તો તમને દારૂ એજ જવાબ મ-ળશે. અન્ય ધંધામાં જોડાયલા કારકુનો, માસ્તરો ગુમાસ્તાઓ કરતાં વધારે આવકવાળા મીલના મજુરો ખરાબ, ગંદા અને સગવડ વગરનાં

ઘરોમાં કેમ રહે છે, તે આંખો ઉઘાડી ફરી ફરી જુઓ તો દારૂજ તેનું મુખ્ય કારણ જડશે. આટલું આટલું કમાતા છતાં તેમના મોઢાપર કેમ નુર દેખાતાં નથી. તેનું કારણ શોધો તો દારૂજ માલમ પડશે. આટલું આટલું ખરચ કરવા છતાં તેમનાં શરીર લાસ થયેલા કેમ દેખાય છે. તેની તપાસ કરો તો દારૂ અને તેને પગલે પગલે ચાલતી અન્ય બદફેલીઓજ એનું ખરૂં કારણ છે એમ ખાતરી થશે. આવો સારો દરમાયો મળવા છતાં તેમના છોકરા કેમ અજ્ઞાન અને ભીખારી જેવાં ફરે છે, તેની તપાસ કરો તો દારૂજ એ સઘળાં દુઃખનું મૂળ કારણ છે એમ તરતજ માલમ પડશે.

ભાઇઓ અઠવાડીએ પખવાડીએ, મહીને મહીને એકવાર તમારા પડોશમાં આવેલા પીઠાં તરફ પગ કરો. અને તમારાજ ઓળખીતા

પાળખીતા આડોશી, પાડોશી, ન્યાતના જાતના અને અન્ય લોકો અજ્ઞાનમાં, કોઇ લહેર ખાતર, કોઇ જોર ખાતર, કોઇ થાક ઉતારવા, કોઇ ભુખ મટાડવા એમ અનેક અનેક બહાનાં કાઢી, કોઇ પોતાના કોઇ પારકાના કોઇ કમાઇનાં કોઇ ચોરીના એમ અગણિત રીતે મેળવેલા પૈસા કેવી રીતે ફુંકી દેછે તે જરા જુઓ, આ દારૂ રૂપી દુશ્મન તમને કેવી રીતે પાયમાલ કરવા મચી રહ્યો છે. તે તપાસો અને શાંત ચિત્તથી આ દુશ્મનનો શી રીતે પરાજય કરવો તેનો નિશ્ચય કરો. યાદ રાખો ભાઇઓ કે દારૂ વિનાશ માત્રનું મુળ, પાયમાલીનું પહેલું પગથીયું, પૈસોટકો અને આબરૂ જાન ગુમાવવાનો સડકનો માર્ગ છે. માટે દારૂથી દૂર રહો ને બીજાઓને દૂર રાખો.

દારૂમાં મુખ્ય તત્વ આલ્કોહોલ હોય છે, જે સાક્ષાત્ ઝેર છે. દરેક જાતના દારૂમાં તે

ઘણતા ઓછા પ્રમાણમાં હોય છેજ. જે નીચેના કોષ્ટકથી વાચકને માલમ પડશે.

| દારૂનું નામ. | આલ્કોહોલ સેંકડે. | | |
|---|---|---|---|
| રમ | ૬૦—૭૫ | મદિરા | ૧૪-૧૭ |
| વીસ્કી | ૪૦—૬૦ | કલેરેટ | ૮—૧૨ |
| બ્રાન્ડી (બ્રિ.) | ૫૦—૬૦ | બસાન્ડી | ૮—૧૪ |
| બ્રાન્ડી (ફ્રેં.) | ૫૦—૫૫ | બીટર એઇલ | ૬—૮ |
| જીન | ૪૮—૬૦ | પોર્ટ | ૪—૭ |
| પોર્ટવાઇન | ૧૫—૧૮ | બીયર | ૨-૪ |
| શેરી | ૧૪-૧૮ | જીંજર બીયર | ૧—૩ |

## હિન્દનો ઘણો ભાગ દારૂથી વિરૂદ્ધ છે.

"ઇન્ડીયન ટેમ્પરન્સ રેકર્ડ"ના છેલ્લા અંકમાં એક લેખક ટાંકી બતાવે છે કે હીંદુસ્તાનનાં લોકોનો ઘણો મોટો ભાગ દારૂની વિરૂદ્ધ છે, અને દારૂથી થતી ખરાબી માત્ર થોડા હજાર કે જેઓનો પીવાનો રિવાજ છે તેઓને આભારી છે. લેખક પુછે છે કેઃ—

ધારો કે હીંદુસ્તાનની સરકાર દારૂને આવતો તેમજ બનાવાતો અને વેચાતો બંધ કરે (સિ-વાય કે વૈદક ખાતાને માટેજ અને તે પણ સખ્ત દેખરેખ હેઠળ) તો પરિણામ શું આવે ?

મુસલમાનોને તો પીવું જોઇએજ નહી. એ લોકોના ધર્મમાં દારૂ પીવાને માટે સખ્ત મનાઇ કરવામાં આવી છે. એમ છતાં તેઓ-માંથી કેટલાક પીનારા છે પણ એ પીનારાઓ ગવર્નમેન્ટના આવા હુકમ સામે બોલવાની હીંમત કરી પોતાની ન્યાતમાં અને ધર્મના માણસોનો ગુસ્સો વ્હોરી લેવાને જોખમ ઉઠાવે નહી, જો એવા ગવર્નમેન્ટ હુકમને માટે મુસ-લમાનોના મત લેવામાં આવે તો લગભગ બધાજ મુસલમાનો દારૂને રજા આપવાના મત નેજ મળતા થશે. જો ગવર્નમેન્ટ આવો કાયદો અમલમાં મૂકે તો ફકત મુસલમાનોમાંથીજ એ કાયદાને સાડા છ કરોડ મત મળે.

હવે ઉંચવર્ણના હીંદુઓ તો કેફી પીણાંની વિરૂદ્ધજ છે. આ લોકોમાં પણ મુસલમાનની માફક કેટલાક પીનારા નીકળશે, પણ તેઓ જાહેરમાં હીમાયત કરી શકશે નહી. અને મધ્યમ વર્ગના હીંદુઓમાંથી પણ ઘણો મોટો ભાગ દારૂથી દૂર છે, એમ ખુશીથી કહી શકીશું નીચવર્ણોમાં પણ ઘણી એવી ન્યાત છે કે જેમાં દારૂ પીવાની મનાઇ કરવામાં આવી છે, અને જ્યાં સુધી બ્રાહ્મણો ખરા જીગરથી આનો અટકાવ કરી શકશે ત્યાં સુધી એ પ્રતિબંધ એમનો એમજ રહેશે. ચમાર લોકો તાડી અને ગામઠી દારૂ ખૂબ પીએ છે એમ ધારવામાં આવે છે. અને એ ખરૂં પણ છે. પણ મારા સાંભળવામાં આવ્યું છે કે કલકત્તાના જોડા બનાવનારાઓએ એકત્ર થઇ કાયદો કર્યો છે કે ન્યાતમાંનો કોઇ પણ માણસ પીધેલો માલમ પડશે તો તેને સજા કરવામાં

કાંતો ન્યાત બહાર કરવામાં આવશે. અને આ હીલચાલ એજ ન્યાતમાં ઉત્તર હીન્દુસ્તાન તરફ પણ ઘણી ખરી થતી સાંભળવામાં આવે છે. હવે જો સરકાર તરફથી હીંદુઓને પુછવામાં આવે કે " દારૂ વેચવાને માટે તમારો શો અભિપ્રાય છે ? " તો પરિણામ શું આવશે ? હું માનું છું કે લગભગ અંદાજ હિંદુ દારૂ નહીં જોઇએ એવોજ અભિપ્રાય આપશે. જો આ ખરૂં છે તો પછી હીંદુસ્તાનની એ મોટામાં મોટી જાત કે જેનો આંકડો હિંદની કુલ વસ્તીનો ૮૫ ટકા જેટલો છે, તે ખચીત રીતે દારૂની વિરૂદ્ધ છે.

## દારૂ અને શરીર.

દારૂના અર્કથી માણસના દરેક ભાગને નુકશાન છે. આરોગ્ય, સખ્ત મહેનત, સ્પષ્ટ વિચાર કરવાની શકિત ને લાંબી જીંદગી એઓનો તે વેરી છે.

**લોહી:**—દારૂનો અર્ક લોહી ઉપર એવી અસર કરે છે, કે તેમાંનાં રાતાં કોમળ બિન્દુઓ સુકાઇને કઠણ થાય છે, તથા પોતાનું રૂપ બદલે છે. તેથી તેઓ પ્રાણવાયુને ફેલાવવા અશકત થાય છે, વળી સફેદ કોમળ બિન્દુઓ ઉપર તેની એવી અસર થાય છે, કે તેઓને નુકશાન થાય છે, ને તેથી તેઓ ઉડતા રોગોથી માણસને બચાવવા અશકત થાય છે. દારૂનો અર્ક લોહીમાંનું પાણી સુકવી નાંખે છે, તેથી લોહી જાડું થઇ ખોરાકને શરીરમાં ફેલાવવા તથા નકામી વસ્તુઓને દૂર કરવા ઓછું શકિતમાન થાય છે. દારૂનો અર્ક લોહી ઉપર એવી અસર કરે છે કે જ્યારે લોહી શરીરમાંથી નીકળે છે, ત્યારે તે જાડું થતું નથી, ને તેથી ઘાને સાજા થતાં વધારે વાર લાગે છે.

**લોહીની** રગો:—દારૂના અર્કથી લોહીની જે રગો શરીરની સપાટી ઉપર હોય છે, તેમાં લોહી

બાઝી જાય છે, ને તેથી તે રગો મોટી થાય છે. તે એવી સ્થિતિમાં આવે છે, તેથી જે ગરમી શરીરમાં રાખવાની જરૂર છે, તે ઉડી જઇ શરીર ઠંડુ થાય છે. આગળ જતાં તે રગો ઢીલી થઇ જાય છે. તેથી લોહી તેમાં ભરાઇ રહે છે. તેટલા માટે દારૂડીઆઓનાં નાક લાલ થાય છે. મુસાફરો જાણે છે કે દારૂના અર્કથી શરીર ટાઢું થાય છે, તેથી તેઓ ઉત્તર અથવા દક્ષિણ ધ્રુવના દેશોમાં જાય છે ત્યારે તેઓ દારૂ પીતા નથી.

**હૃદય**:—દારૂના અર્કથી હૃદયની હીલચાલ કદાપિ પહેલાં કરતાં વધારે ઝડપથી થાય. પણ થોડા વખતની અંદર તેની હિલચાલ જોઇએ તે કરતાં વિશેષ ધીમી થાય છે, તેનાં કારણથી હૃદયથી જે કામ થવું જોઇએ, તે થતું નથી. ત્યારે તે દારૂ પીનાર માણસને ઠંડી લાગે છે, માંદા થાય છે, દુઃખી થાય છે.

ને બહુ કરીને વધારે દારૂ પીવા માગે છે. આગળ જતાં હૃદય રોગી થાય છે, અથવા એવું અશક્ત થાય છે કે મંદવાડના વખતમાં તે બંધ થઇ જાય છે. એ કારણથી ઘણા લોકો જેઓએ સાધારણ રીતે ઘણી લાંબી ઉમર ગુજારવી જોઇએ તેઓ ૪૦ અને ૬૦ એટલી ઉમરની વચ્ચેજ મરણ પામે છે.

**ફેફસાં:**—જ્યારે દારૂના અર્કથી શરીરની ગરમી બહાર નીકળી જાય છે, ત્યાં તરતજ ફેફસાંઓને નુકશાન થાય છે, તે કારણથી સાધારણ શરદી લાગવાથી કંઠની નળીઓને સોજો ચડે છે, ફેફસામાં લાળ લાગે છે, ને ક્ષય રોગ ઉત્પન્ન થાય છે.

**સ્નાયુઓ:**—દારૂનો અર્ક બીલકુલ થોડો પીવામાં આવે તો પણ તેથી સ્નાયુઓનું બળ ઘટી જાય છે અને તેઓની સ્થિતિસ્થાપકતા જતી રહે છે. તેથી તેઓનાથી ઓછું કામ

થઇ શકે છે, અને થાક વધારે વહેલો લાગે છે.

એક દેડકા ઉપર દારૂની પરીક્ષા કરવામાં આવી, તેથી એવું જણાયું કે જેમ જેમ તેનામાં વધારે દારૂનો અર્ક દાખલ કરવામાં આવ્યો તેમ તેમ બાર ઉંચકવાને તે વધારે અશકત થતો ગયો,

સર ફ્રેડરિક ટ્રીઝી જણાવે છે કે જ્યારે ૩૦૦૦૦ સિપાઇઓ બોઅર લડાઇની વખતે લેડી સ્મીથ શહેરને છોડાવવા કઠણ કુચ કરીને ગયા ત્યારે છાકટાઓ સહુથી પહેલા થાકી જઇ પાછા પડ્યા હતા. જાણે તેઓના ઉપર એવી ટિકિટ ચોંટેલી કે જેના પર આ દારૂ પીનારા છે, એમ લખેલું હોય તે પ્રમાણે પીનારા લોકોની ઓછી શક્તિ તરત જણાઇ આવી હતી.

પેટ:—દારૂના અર્કથી હોજરીના માંહેના ભાગ ઉપર સોજો ચઢે છે. ને દારૂ પીવાનું

ચાલુ રાખવામાં આવે, તો તેથી હોજરીમાં ભારે નુકશાન થાય છે, કે જે ખોરાકને બરોબર રીતે હજમ કરી શકતી નથી. વળી દારૂના અર્કથી ખોરાકની ઘણી ચીજો કઠણ થઇ જાય છે, ને તેથી તેને હજમ કરવાનું કામ વધારે મુશ્કેલ થાય છે.

**કલેજું:**—આ શરીરમાંનું સહુથી મોટું સાધન કલેજું છે, ને તેનાથી ઘણાં જરૂરના કામો થાય છે. દારૂનો અર્ક તેને કામ કરતું રોકે છે. ને તે કારણથી શરીરમાં વિશેષ અકળામણ અને બેચેની જણાય છે. આગળ જતાં કલેજું વધારે મોટું ને નરમ થાય છે, નહિ તો સુકાઇને કઠણ થાય છે. દારૂ પીનારાઓમાંના ઘણા કલેજાંના રોગોથી મરણ પામે છે.

**ચામડી:**—દારૂ પીવાથી ચામડીમાં ડાઘા પડે છે, ને શરીરનો મેલ પરસેવામાં થઇને છૂટથી નિકળતા રોકાય છે. તેથી કોઇ વાર

ચામડીના અમુક રોગો ઉત્પન્ન થાય છે. ડોકટરો જણાવે છે કે, દાદરના રોગથી પીડા પામતા લોકોની અર્ધી સંખ્યા દારૂ પીવાના કારણથી તે રોગને પ્રાપ્ત કરે છે.

પંચેન્દ્રિયઃ—દારૂના અર્કથી પંચેન્દ્રિયો પોતાનું કામ કરતાં રોકાય છે. દારૂની અસરના કારણથી માણસને આવનાર જોખમને જોતાં વધારે વાર લાગે છે. પોતાના મિત્રનો સાદ જલદીથી ઓળખી શકતો નથી. તેને ખોરાકનો સ્વાદ તરત જણાતો નથી ને તેના શરીરની હીલચાલ ઓછી ઝપડથી થાય છે. કેટલાક અક્ષરો એક ભીત ઉપર ટાંગવામાં આવ્યા ને દશ બાર માણસો સૌએ તેથી વેગળાં રહીને આશાનીથી તેઓને વાંચી લીધા બાદ દરેક માણુસને છેકજ થોડો દારૂનો અર્ક પાવામાં આવ્યો અને તેઓની પાસે તે અક્ષરો વંચાવવામાં આવ્યા ત્યારે તેમ કરવાને માટે દરેકને

વધારે નજદીક જવું પડયું હતું. એ ઉપરથી દારૂનો અર્ક જોવાની શક્તિ ઓછી કરે છે એ સાબિત થાય છે.

**મગજ અને જ્ઞાન તંતુઓ:**--મગજ એ શરીરનું સહુ કરતાં નાજુક સાધન છે, તેના ઉપર દારૂના અર્કની વિશેષ ખરાબ અસર થાય છે. દારૂના અર્કની અસરથી તેની નાની નાની રગોમાં લોહી બાઝી જાય છે, તેથી તેમાં જોઇતો ખોરાક ફેલાતો નથી ને તેમાંનો મેલ નીકળવા રોકાય છે. તે મગજને કઠણ કરે છે ને તેથી તેને અશક્ત બનાવે છે. એકજવાર બરાબર પીધેલો હોય તેના માણુસનું મગજ આગળ હતું એવું શક્તિવાન કદી થનારજ નથી. તેથી મગજ બરાબર સ્પષ્ટ રીતે વિચાર કરી શકતું નથી. તેમજ અવયવોની હિલચાલ ઉપર બરાબર અધિકાર ચલાવી શકતું નથી. જેઓનાં મગજ વિશેષ સારાં હોય છે તેઓને

દારૂથી વિશેષ ભાર નુકશાન (બહુ કરીને) થાય છે. વળી દારૂના અર્કથી ગાંડાપણું, ચિતભ્રમ, ઉદાસીનતા, સ્મરણ શક્તિનો નાશ, પક્ષઘાત, વગેરે રોગો થાય છે અને દારૂપીનારાઓને લુક, હીસ્ટીરીઆ, ન્યુરાઇટિસ અને જ્ઞાન તંતુઓના અનેક બીજા રોગો સહેલાઇથી લાગી શકે છે.

## બાબાપાનો નમુના સહિત બોધ.

એકવાર એક માણસને દરરોજ નિયમિતપણે થોડો થોડો દારૂ પીવાની ટેવ પડી. તે કદી છાકટો બન્યો નહિ તેમજ મિજાજ બગડેલો પણ જણાયો નહિ, અને બહુ થોડો પીતો. કેમકે તે એવું ધારતો કે એથી મને લાભ થાય છે. એજ કારણથી તેના દીકરા પણ થોડો થોડો પીતા હતા અને તેમના દીકરા દીકરીઓ પણ તેમજ કરતા રહ્યા. હાલ તે માણસના વંશમાં ૪૦ દારૂબાજને થયાં અને કેટલાંક છોકરાં દારૂડીયાં થઇને મરણ પામ્યાં છે.

એક બીજો માણસ બીજી રીતે વરત્યો તે કદી દારૂ પીતો નહિ, તેમજ તેને ખરીદતો પણ નહિ, ને પોતાના ઘરમાં પણ કોઇને તે શ્રાપપાત્ર વસ્તુ લાવવા દેતો પણ નહિ તેણે પોતાનાં છોકરાંને એવું શીખવ્યું કે દારૂ એક મરણકારક ઝેર છે. તેનાં છોકરાંએ પણ તેજ પ્રમાણે પોતાના બાળ બચ્ચાંઓને શિખામણ આપી હતી; તેનું એવું પરિણામ આવ્યું કે તે માણસના વંશમાં એક પણ દારૂબાજ થયોજ નથી. તમે તમારા કુટુંબને કયે રસ્તે ચઢાવશો?

## દારૂ અને સંતાનનો બગાડ.

અમેરિકામાંના ન્યુયોર્ક શહેરના ડાક્ટર અલેકઝાંડર માકનીકલ સાહેબે દારૂ પીવાથી છોકરાને થતાં ભારે નુકશાન વિષે તપાસ કરી છે અને એ ઉપરથી એવું જણાય છે કે દારૂ નિષેધ કરનાર ૧૦ કુટુમ્બમાં નીચે પ્રમાણે રોગ થયો:—

## દારૂ નિષેધવાળાનાં છોકરાં.

૧ લી પેઢી ૩૪ છોકરાં, સેંકડે ૧૧ રોગી.
૨ જી પેઢી ૩૮ છોકરાં, સેંકડે ૨૬ રોગી.
૩ જી પેઢી ૫૮ છોકરાં, સેંકડે ૭ રોગી.

## નિયમિત રીતે દારૂ પીનારાનાં છોકરા.

સાધારણ નિયમિત રીતે દારૂ પીનારા ૧૦ કુટુંબપર, નીચે પ્રમાણે અસર થઇઃ—

૧ લી પેઢી ૪૫ છોકરાં સેંકડે ૫૯ રોગી.
૨ જી પેઢી ૯૦ છોકરાં સેંકડે ૬૨ રોગી.
૩ જી પેઢી ૮૨ છોકરાં સેંકડે ૯૫ રોગી.

દારૂડિયાનાં ૨૫ કુટુંબોમાં ૧૨૨ છોકરાંને નીચે પ્રમાણે રોગો લાગેલા છે.—

૭ ક્ષય રોગી, ૮ રજ્જુઓના રોગી, ૪૧ દારૂડિયાં, ૬ છેક ઓછી બુદ્ધિવાળાં અને ૪ ગાંડાં થએલાં છે.

## દારૂ ભવિષ્યના સંતાનને ભારે સંકટમાં નાખે છે.

એમ. મોરેલ નામના એક પ્રખ્યાત લેખકે એક કુટુંબની ચાર પેઢીઓ વિષે નીચે પ્રમાણે લખ્યું છે:—

**૧ લી પેઢી**—બાપ દરરોજ દારૂ પીતો હતો. પીઠામાં કાંઇ તકરાર થઇ, તેમાં તે મરી ગયો.

**૨ જી પેઢી**—છોકરાને બાપની ટેવ વારસામાં આવી, આથી તે ગાંડો થઇ ગયો. દારૂના કારણથી તેને પક્ષઘાત થયો અને તેથી મરણ નીપજ્યું હતું.

**૩ જી પેઢી**—છોકરાનો છોકરો પાકો ચુસ્ત દારૂથી દૂર રહેનાર હતો. પણ તેનું મગજ ઘણું નબળું હતું અને તે હાઇપોકોન્દ્રીયા નામના ભયંકર રોગથી પીડાતો હતો. આ કારણથી તે દીલગીર રહેતો અને મને કોઇ મારશે એવી બીકથી બીહી બીહીને મરણ પામ્યો, એને મનુષ્યઘાત કરવાની સહેજ વૃત્તિ થતી હતી.

૪ થી પેઢી—ચોથી પ્રજામાં અક્કલ છેક જ ઓછી હતી. સોળ વર્ષની વયમાં ગાંડાપણાએ દેખાવ દીધો અને તેથી અક્કલ તદ્દન ગઇ.

દારૂનો ડાઘ પેઢી દર પેઢી ઉતરે છે અને વચ્ચે કદાચ જો કોઇ પેઢી દારૂ વગર તદ્દન ચોકખી રહે તો પણ ડાઘના પાશ એ પછીની પેઢીને લાગ્યા વગર રહેતા નથી.

## દારૂ સંબંધી અભિપ્રાય.

ઘણા ખરા ગુન્હાઓનું મૂળ દુર્વ્યસન હોય છે, તે નીચેના અભિપ્રાયોથી જણાય છે.

ઇગ્લંડના લોર્ડ જસ્ટીસ ડેન્મેન કહે છે કે માણસોને જે જે દુઃખો ખમવાં પડે છે, તેનું મોટું કારણ દુર્વ્યસનજ છે. કેફીપીણું એ દુનીઆને માટે શ્રાપ છે. મારાં વીસ વર્ષની જડ્જ તરીકની નોકરી અને ગુન્હેગારોની કોર્ટમાં જડ્જ કે વકીલ તરીકે ૪૬ વર્ષની હાજરીને લીધે મને માલુમ પડ્યું છે કે મારા

હાથ નીચે આવેલા અને સાંભળવામાં આવેલા ગુન્હાઓમાં અડધાં કરતાં વધારે હદબહાર મદ્ય-પાનથીજ થયા હતા.

ડૉ૦ સાલીબીનો આંકડો કે "જેને માટે હજુ સુધી કોઇએ વાંધો ઉઠાવ્યો નથી" તે કહે છે, કે દરેક વર્ષમાં ગ્રેટબ્રિટનમાં ૪૫૦૦૦ વિધવા અને અનાથ છોકરાંઓની વૃદ્ધિ દારૂના સેવનને આભારી છે: કે જેનો રોજનો સરેરાશ આંકડો ૧૨૪ આવે છે.

કોલંબિઆ ડિસ્ટ્રિકટમાંથી વોર્ડર હેરિસ જણાવે છે કે મારા દશ વર્ષના અનુભવ ઉપરથી હું કહી શકું છું કે જે ગુન્હાઓને માટે માણસોને કેદ સેવવી પડતી હતી તેમાંના ૯/૧૦ ગુન્હાઓ સીધી કે આડકતરી રીતે દારૂના ઉપયોગને લીધેજ થયેલા હતા. યુનાઇટેડ સ્ટેટ્સમાં ૨૦ વર્ષમાં ૧૨૦૦૦ છૂટાછેડા (ફારગતી) થયા હતા, જેમાંના ૮૯ ટકા સાથે મદ્યપાન

સગપણ ધરાવતું હતું. આ કેવું છાતી ધ્રુજા-વનારૂં ભયંકર પરિણામ છે !

ઇંગ્લંડના એક જાણીતા ડોકટરે થોડા વખત ઉપર જાહેર કીધું હતું કે ગ્રેટબ્રિટનમાં દર વરસે દારૂને લીધે ૧૪૦૦૦૦ મરણ થાય છે.

## દારૂ માટે વિદ્વાનો શું કહે છે ?

ટોલસ્ટોય—તે નુકસાન કરનારીજ વસ્તુ છે. બિસ્માર્ક—દારૂ મૂર્ખો અને ઘેલા બનાવે છે. મેથ્યુ વુડ એમ. ડી.—ગળા નાશ કરે છે. સર વિકટ હોર્સલી—ક્ષય અને નાસુરના રોગમાં વૃદ્ધિ કરે છે. લૉર્ડ વુલસ્લી—લડાઇના આપણા નવા શસ્ત્રાસ્ત્રો કરતાં દારૂ વધારે માણસોને મારી નાખે છે. ફિલિપ્સ બ્રુક્સ—જો આપણે દેશમાંથી દારૂ પીવાની ટેવ નાબુદ કરીએ તો દેશમાં બિલકુલ દરિદ્રતા રહેશે નાહ. ચાર્લ્સ ડારવીન—કોઇપણ લડાઇ કિંવા પ્લેગ થશે નહિ.

દારૂ એ શું છે ? "ઝેર." આત્માને માટે ઝેર, સદ્દગુણને માટે ઝેર, આચાર વિચારને માટે ઝેર, અને ધર્મને માટે પણ ઝેરજ છે. પાપના કોઈ પણ કારણ કરતાં એ મોટામાં મોટું કારણ છે.

## દારૂના કારણથી રાજ્યો ગયાં.

શિવાજીનો પુત્ર સંભાજી ઘણોજ દારૂબાજ હતો. જ્યારે સંગમેશ્વરની પાસે ઔરંગઝેબનું સૈન્ય તેને પકડવાને આવ્યું ત્યારે તેની સાથેના માણસોએ તેને ખબર આપી ત્યારે તે દારૂથી મસ્ત હતો, તેણે સમાચાર આપનારાઓને કહ્યું કે, 'મૂરખાઓ' તમે ઘેલા થઈ કેમ બકો છો ? શું મુસલમાનો પકડવા આવશે ? જો તમે બીજી વખતે એવું કહેશો તો હું તમારા કાન તથા નાક કાપી નાખીશ !" તે એવું બોલતો હતો એટલામાં શત્રુઓએ તેની ઉપર હુમલો કરીને તેને પકડયો. અને તેનો નાશ કરવા પહેલાં તેની

ફેરી ચાલને લીધે મુસલમાનોએ તેને ઘણું દુઃખ દીધું ને પછી મારી નાંખ્યો.

દારૂને લીધે તુળાજી આંગ્રયા નામે એક મહારાજાએ પોતાનું રાજ્ય ખોયું.

બેલશાસ્સારે દારૂ પીવાના કારણથી બાબેલનું મોટું રાજ્ય ખોયું.

સારડનપલસે દારૂ પીવાના કારણથી આસીરીઆનું વિશાળ રાજ્ય ખોયુ.

મુશરૂ બાદશાહની પાછળ ઇરાની લોકોની ઘણી અવદશા થતી ગઇ તેનું કારણ એજ કે તેના પછી જે બાદશાહો થયા, તેઓ અતિશે વિલાસી દારૂબાજ નિકળ્યા, તેથી કરીને રાજ્યમાં ઠેકાણે ઠેકાણે બંડો થવા માંડયાં, તેઓને શિક્ષા આપવાની શક્તિ બાદશાહોમાં હતી નહિ, તેથી ઘણો બગાડ થયો.

## રાજવંશીઓના નાની વયમાં મરણ

મહાન સિકંદરે એ વખતે જણાયલી આખી દુનિયામાં પોતાની ૩૦ વર્ષની જુવાન વયમાં જીતી હતી. ત્રણ વર્ષ પછી તે મરણ પામ્યો. શાથી ? દારૂની લતથી.

સુપ્રસિદ્ધ કવિ બાયરને પોતાના જીવનને ૩૭ વર્ષની ટૂંક વયમાં રગદોળી નાખ્યું શાથી ? દારૂની બદીથી.

વિલિયમપિટ (નાનો) પોતાનું બળ અને તંદુરસ્તી દારૂથીજ ગુમાવી બેઠો હતો.

ચાર્લ્સ લેંબ પણ શરાબનો ભોગ થઇ પડયો હતો.

એડગર એલન પો મરણ પામ્યો, તે વખતે તે દારૂની અસરમાં હતો.

એડમંડ કીને પોતાની રાક્ષસી સ્મરણ શક્તિ લાલ પ્રવાહીથીજ ગુમાવી હતી.

# દારૂડીઆના ચાર પગથીઆં.

## પહેલું પગથીઉં–'વાંદરાની સ્થિતિ.'

જ્યારે દારૂડીઓ દારૂનો એક પ્યાલો પીએ છે, ત્યારે તે વાંદરાની પેઠે નાચવા, કુદવા ને ચાળા કરવા મંડી પડે છે. આ સ્થિતિનુ નામ **વાંદરાની સ્થિતિ !**

## બીજું પગથીઉં–'કુતરાંની સ્થિતિ.'

દારૂડીઓ જ્યારે દારૂનો બીજો પ્યાલો પીએ છે, ત્યારે તે જેને તેને કુતરાંની પેઠે ભસવા માંડેછે. આ સ્થિતિનું નામ કુતરાં**ની સ્થિતિ.'**

## ત્રીજું પગથીઉં–'ગધેડાંની સ્થિતિ.'

દારૂડીઓ જ્યારે દારૂનો ત્રીજો પ્યાલો પીએ છે ત્યારે તે જેને તેને ગધેડાંની પેઠે ભૂંકવા તથા લાતો મારવા મંડી પડે છે. આ સ્થિતિનું નામ 'ગધેડાં**ની સ્થિતિ.'**

## ચોથું પગથીઉં-ભુંડની સ્થિતિ.’

દારૂડીઆ જ્યારે દારૂનો ચોથો પ્યાલો પીએ છે, ત્યારે તે બેભાન થઇ ભુંડની પેઠે જમીનપર આળોટે છે, આ સ્થિતિનું નામ **‘ભુંડની સ્થિતિ.’**

## હાલના યુવાનો અને દુર્વ્યસન નિષેધ.

વિજ્ઞાનના અને વૈદકના હરેક મત દારૂની વિરૂદ્ધ છે. ફ્રેડરીક ટ્રીવસ, સર બેન્જામીન, **રીચાર્ડસન** અને એમના જેવા વૈદકનું ઉંચુ જ્ઞાન ધરાવનારાઓએ મદિરાના પીણા સામે પોકાર ઉઠાવ્યો છે. દારૂની નુકસાનકારક અસર દરેકને માટે સરખીજ છે. જે દારૂ પીનારાઓ પોતે પણ કબુલ કરે છે. પણ એનું લલચાવણ એવું જબરૂં છે કે મનપરના અંકુશમાં થોડો પણ ડગમગાટ થતાં સહેલાઇથી એના શીકાર થઇ પડાય છે.

દારૂને માટે હિંદુ ધર્મમાં સખત મનાઇ છે. દારૂનું પીણું અટકાવવા માટે પેપરોમાં અને માસિકોમાં જોઇએ એટલી ચર્ચા થાય છે ને લેકચરો થાય છે. લૌકિક મતનું દબાણ પણ એને અટકાવવામાં અગત્યનો ભાગ ભજવે છે. આટલું થવા છતાં આપણે કબુલ કરવુ પડશે કે એ ખરાબી હિંદુસ્તાનમાં વધી છે.

સ્કુલ અથવા કોલેજના વિદ્યાર્થીઓ એ નાશકારક પીણાને જો ધારે તો કંઇક દરજ્જે અટકાવી શકે. તે માટે એક બે રીત અહીંઆ ટાંકી બતાવવામાં આવે છે. સ્કુલોની અંદર એના રફાયદા દર્શાવનારા પુસ્તકો ટેકસ્ટ બુક તરીકે રાખવાં, અથવા ચોપડીઓમાં એ વિષે પાઠ દાખલ કરવા, એ તો ગવર્નમેન્ટ કેલવણી ખાતાની સત્તા ધરાવેછે પણ વિદ્યાર્થીઓ જો ધારે તો પોત પોતાની હદની બહાર ગયા વિના એને માટે તેઓ ઘણું કરી શકે.

જ્યારે સાંજના ફરવા નીકળ શું ત્યારે એ સેતાનના હાથમાં સપડતા એવા ઘણાઓ નમુના નજરે પડશે. કેટલાઓને દારૂ ભીખારી બનાવે છે. કેટલી સ્રીઓ અને છોકરાંઓ ઘરબાર વગરના ભટકે છે. દારૂ એક એવો કીડો છે કે તે હીંદુસ્તાનના લોકોને ઉંડો કાતરતો જાય છે. અને હવે જો તેને અટકાવવામાં નહિં આવે તો તે હીંદુસ્તાનનો બહુજ બુરો છેડો લાવશે. કંઇક માણસો ટેમ્પરન્સની વ્યાખ્યા 'નિયમિતપીણું" એવી કરે છે. પણ દારૂનું વ્યસન એવું છે કે જે થોડાંથી શરૂ થઇ વધતુંને વધતુંજ જાય છે. માટે એની પાસેજ ન જવું એમાંજ ડહાપણ છે. જે લોકોને પીવાની ટેવ છે. તેનાથી એ ટેવ તદન છુટી શકતી નથી અને ધારો કે તે લોકોને થોડા પ્રમાણમાં પીવાની છુટ આપીએ પણ એ નિયમિતપણું ભાગ્યે લાંબો વખત

નીભી શકશે. પહેલીજ વખત માણસ એની પાસે ગયો કે માની લેવું એ એનો હમેશનોજ ભક્ત બનશે. પહેલો ઘુંટડોજ બીજાને માટે આગ્રહ કરશે અને એમજ વધારો ચાલ્યા કરશે. માટે જેને એનાથી બચવાનો વિચાર હોય તેણે તો એની પાસે પણ જવું નહિં. વિદ્યાર્થી તરીકેજ પોતાના લાગતા વળગતાં· ઓમાં એને માટે ઘણું કરી શકાય. તમો સ્કુલ અને કોલેજોમાં ટેમ્પરન્સ સોસાયટી ઉભી કરી શકો. તમારી મીટીંગમાં એને માટે તમો લેકચરો કરી શકો અને એવી રીતે દારૂ બંધ થવાની કેટલી જરૂર છે તે તમારા સોબતીઓ અને સંસર્ગમાં આવતા બીજા માણસોને ઠસાવી શકો. જેને પીવાની ટેવ છે એવા પર તમે સખત દેખરેખ રાખી શકો અને સોબત કે જે એનું મૂળ કારણ છે, તેમાંથી ઘણાને બચાવી શકો અને જો તમે ધારો તો તમારાં સગાં, દોસ્તદાર

તમારા નોકર, ધોબી, હજામ, દૂધવાળો અને એવાજ બીજાઓ કે જે દરરોજ તમારા સહવાસમાં આવે છે તેનાપર ઘણી અસર કરી શકો. બેશક પહેલાં તો તમારી એને માટે ટીકા કરવામાં આવશે તમને હસી કહાડવામાં આવશે. એમ "જોતાં ભેજાંગેપ" માં ગણી કહાડવામાં આવશે, પણ તમારે એ ધ્યાનમાં રાખવું કે દરેક દરેક ખરા સુધારાને એ સ્થિતિમાંથી પસાર થવું પડ્યું છે.

કમનસીબે એ તો આપણે કરવું પડશે કે એ ટેવ સાધારણ વર્ગમાં નહિં પણ ઉંચી ન્યાતમાં પણ જોઇએ એટલી પ્રસરી રહી છે. આપણે રેવન્યુના આંકડા તપાસીએ અથવા તો આપણા દરરોજના અનુભવ પ્રમાણે વિચાર કરીએ તો માલુમ પડશે જે દારૂએ આપણને સકંજામાં જકડ્યા છે અને પોતાની સત્તામાં વધારોજ કર્યો જાય છે.

આવા માણુસોને એ સેતાનના પંઝામાંથી મુક્ત કરાવવા એ ઇશ્વરી સંદેશો છે, અને આપણે એજ માટે વખત, પૈસો અને જાત-મહેનતની બનતી કોશિશ કરવી જોઇએ. પીનારા માણસોનેજ છોડી દેવાનું મન તો હોય છે. પણ તેના તે વિચારોને ઉ-તેજીત કરવા એ તમારી ફરજ છે. હીંદુ અને મુસલમાનોના ધર્મમાં તો દારૂ પીવો એ મોટામાં મોટું પાપ ગણ્યું છે. એટલે તેમના ધાર્મિક વિચારો ઉ-તેજીત કરતાં આપણને મહેનત પડશે નહિં. મનની નિર્બળતા, જોઈતી સગવડ અને ખરાબ સોબત એ માણસને આડે માર્ગે દોરનારાં સાધનો છે. ઢોળાવ પરથી આપણે જરાક લપસ્યા કે પછી નીચે સુધી ગબડવું એતો નક્કીજ છે. જો કે દારૂનો વપરાસ વધ્યો જાય છે. પણ આપણે નાહિંમત થવાની જરૂર નથી. જો તમે ખરા અંતઃકરણથી એ કામ હાથમાં લો અને કોઇની

નડતરને હિંમતથી દૂર કરો તો. તમારા કામને ઇશ્વરી મદદ મળશે અને ફત્તેહ પણ તમારીજ છે. તમારા મનમાં એવી ખાતરી રાખીને કામ શરૂ કરો કે એ ઇશ્વરી સંદેશ છે, અને જીત તમારીજ છે. જુવાન માણસોજ ભવિષ્યના હિંદુસ્તાનના સ્તંભ છે અને માતૃભૂમિનું ભવિષ્ય તમારાજ હાથમાં છે. માટે અત્યારથીજ એ કામ શરૂ કરો અને પરમેશ્વર તમને દરેક રીતે મદદગાર થશે.

## સરદાર-ઇ-જફા.

હિંદુસ્તાનમાં દારૂ પીનારાઓની સંખ્યા હિંદુસ્તાનને ઘણીજ નામોશી લગાડનારી છે. ફકત હિંદુસ્તાનને નહિ પણ આખી દુનીઆને માટે નામોશી લગાડનારૂં છે. જો એની સાબિતી જોઇતી હોય તો તે ખુલ્લી અને ઢગલાબંધ છે.

એડીનબરોના ડાકટર. ટી. એસ. કલા-ઉસ્ટન કે જે માનસિક અસ્વસ્થતાના મોટામાં

મોટા પરીક્ષક ગણાય છે, તેમનું કહેવું છે કે "મનુષ્યના શરીરમાં બહારથી જે જે ઝેરી દ્રવ્યો દાખલ થઇને મગજને નુકસાન કરે છે તેમાં દારૂ સૌથી મુખ્ય છે. જુદી જુદી જાતના ઝેરો શરીરના જુદા જુદા અવયવ ઉપર અસર બતાવે છે. સ્ટ્રીચનાઇન મુખ્યત્વે કરીને સ્પાઇનલ કોર્ડપર અસર કરે છે ફોસફરસ દાંત અને હાડકાં પર અસર કરે છે. આર્સનીક લીવર (ફેફસાં) પર અસર કરે છે, અને આલ્કોહોલ બ્રેઇન (મગજ) પર અસર કરે છે. છેલ્લા હોસ્પીટલોના વાર્ષિક રિપોર્ટ ઉપરથી માલુમ પડે છે કે દીવાનાપણાથી કુલ્લ ૧૫૩૫૩ કેસમાંથી બાવીશ ટકા આલ્કોહોલના એકલાના ભોગ છે. દારૂની પેદાશમાં એકલા દીવાનાજ નથી. ઘણા ખરાં શારીરિક ખોડ ખાંપણવાળા અને ચક્રમ ભેજાનાં મનુષ્યો પણ દારૂની પેદાશનાંજ હોય છે. એવી ગણત્રી

કરવામાં આવી છે કે જે જે બાળકો જન્મ-થીજ ખોડખાંપણવાળા જન્મે છે તેના પચીશ ટકા આલ્કોહોલને લીધે હોય છે. એક સાયન-ટીસ્ટ કે જેણે આકડો કેસો ઘણાજ બારીકીથી તપાસ્યા હતા તે જણાવે છે કે દારૂ પીનારા માણુસોના છોકરામાંથી દર પાંચ છોકરાંએ એક તદ્દન દીવાનું હોય છે, દર ત્રણુમાંથી એકને હીસ્ટીરીયા લાગુ પડેલો હોય છે અને તેઓને લગભગ બે તૃતીયાંશ જેટલો ભાગ શારીરિક અને માનસિક બેઉ રીતે ક્ષીણુતાને પામેલો હોય છે. એક જર્મન વૈદ્ય, ડાકટર હોલીસ્ચર જણાવે છે કે તેના હાથ નીચે ત્રણુ કેસ એવા આવ્યા હતા કે ફક્ત એકજ વખત દારૂ પીવાને લીધે ખોડવાળાં બાળક જનમ્યાં છે

આપણા કેદખાના અને દીવાનાશાળાની ચાવી પણ દારૂના હાથમાં છે. દારૂ કેદખાના અને દીવાનાશાળાના બારણાઓ ખોલી રોજના

પોતાના હજારો આશ્રિતોને અંદર ઠેકલે છે. લંડનમાં એક એવું ખાતું ખોલવામાં આવ્યું છે કે જ્યાં કેદમાં જઇ આવેલી સ્ત્રીઓ તેમજ છોકરીઓને રાખીને સુધારવામાં આવે છે. ત્યાં એકવખત લંડનના મેયરે (નગર શેઠ) મુલાકાત લીધી હતી. જે વખત ત્યાં સ્ત્રીઓ અને છોકરીઓ મળી કુલ સાતસો અને પાંત્રીશ વ્યક્તિઓ હતી, તે જોઈ મેયરે એ ખાતાનાં રક્ષકને પુછ્યું હતું કે " જો દુનીયામાં દારૂ જેવી ચીજ હોતજ નહી તો અત્યારે આમાંની કેટલી સ્ત્રીઓ અહીં હોત ! રક્ષકે તરતજ જવાબ આપ્યો હતો કે " ફકત પાંત્રીસ " ત્યારે એ પરથી માલુમ પડે છે કે ફકત દારૂ નહિં હોત તો સાતસો સ્ત્રીઓ કેદખાનાની નામોશીમાંથી બચી હોત. યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ ઉપરના જેવોજ મામલો છે.

ગરીબાઇ અને ભીખારીનો વધારો એ

પણ દારૂનીજ પેદાશ છે. ચાર્લ્સસનર કરીને એક અમેરીકાના સ્ટેટ્સમેને એક વખતે કહ્યું હતું કે જો લડાઇમાં ખરચ થાય તે મને આપવામાં આવે તો દરેક સ્ત્રી પુરૂષ તેમજ છોકરાને મોટા રાજા મહારાજા પણ અદેખાઇ કરે એવો પોશાક પહેરાવી શકું, અને તેમાંથીજ ઘટતી જગ્યાએ એકેક સ્કુલનું મકાન બંધાવી શકું અને દરેકે દરેક ઉંચાણવાળી જગ્યાએ એક એક દેવળ બંધાવી શકું. સને ૧૮૫૨ થી ૧૮૭૭ સુધીના પચીશ વરસના અરસામાં ફ્રાંકો-જરમન અને અમેરીકન-સિવિલવોર વગેરે જે જે લડાઇઓ થઇ તે બધાનો કુલ ખરચ રૂા. ૩૭,૦૦૦,૦૦૦,૦૦૦ થયો હતો. હવે તો એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં એકજ વરસનો દારૂનો ખરચ ગણવામાં આવે તો રૂા. ૪૮,૦૦૦,૦૦૦,૦૦૦,થીરૂ. ૫૧,૦૦૦,૦૦૦,૦૦૦ સુધી થવા જાય;લડાઇના પચીસ વરસના ખરચકરતાં

૧૧,૦૦૦,૦૦૦,૦૦૦થી ૧૪,૦૦૦,૦૦૦,૦૦૦, રૂપીઆ જેટલો વધારે થવા જાય. મતલબ લડાઇનો ખરચ દારૂની આગળ કંઇજ નથી. આપણું હિંદુસ્તાન જે યુનાઇટેડસ્ટેટ્સ કરતાં ઘણું દરજ્જે નાનું છે. તેમાંજ ૧૯૧૨-૧૩ના વરસમાં ફકત દારૂના કરનાજ ૮,૧૯૯,૦૦૦ પાઉંડ એટલે ૧૨૨,૯૮૫,૦૦૦ રૂપીઆ હતાં. આ આંકડો કરનો છે. નહિં કે કીંમતનો. એ ઉપરથી જણાય છે કે આપણું હિંદુસ્તાન પણ એ બાબતમાં યુનાઇટેડ સ્ટેટસની હારે બેસવાનો ઇરાદો રાખે છે. પણ હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ જોતાં એ ટીબી શકે એમ નથી. યુનાઇટેડ સ્ટેટસના આગળ હિંદુસ્તાન એક ભીખારી જેવું છે. માટે એ બાબતમાં હવે તો હિંદુસ્તાન ચેતે તોજ ઠીક છે. કારણ લક્ષાધિપતિનો ખરચ ભીખારીથી થઇ શકવાનો નથી. પ્રભુ હિંદુસ્તાનને એ રાક્ષસના પંઝામાંથી છોડવો ! અસ્તુ.

## વ્યસનથી છુટવાનો એકજ રસ્તો

જો ચોક્કસ નિયમો ધ્યાનમાં રાખીને નાનપણ-થીજ છોકરાને એવી કેળવણી આપવામાં આવે તો માબાપો વ્યસન વગરની પ્રજા ઉપજાવી શકે ખરાં. કારણ વ્યસનથી દૂર રહેવું એ સહેલું અને કુદરતી છે અને જ્યારે એ આપણે ધ્યાનમાં લઇએ કે દારૂ પાછળ ખરચાતો પૈસો ખાદ્ય પદાર્થો કરતાં વધારે છે, તંબાકુનો ખરચ રોટલીના ખરચ કરતાં વધે છે, અને સોડા લેમન, ચાહ, કાફી જેવાં સાધારણ પીણાંનો ખરચ દૂધ કરતાં અતિશય વધી જાય છે, તો જરૂર આપણને ખ્યાલ થશે.લોકોની નાહકની આ રસ્તે બરબાદી થતાં અટકાવવાને કંઇ સખત પગલાં લેવાવાં જોઇએ, આખા દેશમાં એને માટે ચળવળ શરૂ થવી જોઇએ, પણ જેમ કુદકો મારી છાપરે ચઢાતું નથી, પણ સીડીના પગથીએ પગથીએ ત્યાં સુધી પહોંચાય છે તેમજ

એ સુધારો પણ એનું પહેલું પગથીઉ કે જે ઘર અને સ્કૂલ છે ત્યાંથીજ શરૂ થવો જોઇએ.

છોકરાની પાછળ તે કોઇ પણ ખરાબ રસ્તે નહીં દોરાય એવી ઘરના વડીલો તરફથીજ કાળજી લેવાવી જોઇએ, કહેવત છે કે "કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે" તે પ્રમાણે જો છોકરાને નાનપણથીજ નીતિ અને સદ્દગુણની છાપ પાડી હોય તો મોટો થતાં પણ તે નીતિ અને સદ્દગુણની છાયા હેઠળજ ઉભો રહેશે. નીતિ સદ્દગુણનો સાચો સેવક થઇ નીતિ સદ્દગુણના લાભમાંજ લડત ચલાવશે, એનાથી ઉલટું જો તમો નાનપણથીજ તેને તેની મરજી પ્રમાણે ચાલવા દેશો, તેની ઘટિત યા અઘટિત માગણી પુરી કર્યા કરશો, તેના ગેર વર્તન તરફ દુર્લક્ષ રાખશો તો મોટો થતાં તેને તમે દુર્ગુણોનો ગુલામ નીપજેલો જોશો. આવા

કારણોને લીધે છોકરાંનેજ દુર્વ્યસનથી અટકાવવાની ફરજ માબાપો પરજ પડેલી છે.

નીચે બેચાર એવા નિયમો જણાઉં છું કે જેને નાનપણથીજ કાળજીથી પાળવામાં આવે તો મોટા થતાં સદ્વર્તનશાળી પુરૂષ નીવડી શકે.

૧ આજ્ઞાધારી થવાની ટેવ પાડો, છોકરાંને નાનપણથીજ તાબે થતા શીખવો, નાનપણથીજ કે જ્યારથી છોકરૂં ઘુટણપર ચાલતાં શીખે છે, ત્યારથીજ તે કુદરતી રીતે કંઇને કંઇ સ્વચ્છંદપણું બતાવવા માંડશે. દાખલા તરીકે જો કે તે ભુખ્યું નહિ હોવા છતાં ખાવાને માટે રડશે અને એ વખતે માબાપની ફરજ છે કે દ્રઢપણું રાખી તેને ખાવાનું આપવું નહિં. પણ એમ કરતાં તેને મારીને અથવા ધમકીથી શાંત પાડવા કરતાં તેને સમજાવટથી વાળવું જોઇએ. આજ્ઞાંકિતપણું બહુજ ધીમું ધીમું આવે છે. કારણ કે એ કુદરતના વિરૂદ્ધ છે, તો પણ માબાપ

તરફનો વ્હાલ ભરેલો ઠપકો-સુબોધ વખત-
સર સારૂં પરિણામ આણ્યા વગર રહેશે નહિં.
છોકરૂં શું માગશે તેની કાળજી રાખવા કરતાં
છોકરાંને શું આપવું જોઇએ એ પર ધ્યાન
આપવું જોઇએ, છોકરાંની ગેરવાજબી માગણી
નહિં સ્વીકારવાથી તે ભવિષ્યમાં મજબૂત
મનનો બનશે; નહિ કે તેનું દીલ તુટી જતું
રહેશે. એ વખત છોકરાંને આજ્ઞા ઉઠાવવાની
ટેવ પડી કે માનો કે અહીંથીજ એક વ્યસન
વગરની જીંદગીનો પાયો નંખાયો.

૨ ઔદ્યોગિક કેળવણી, ઉદ્યોગની ટેવ અને
કંઇ પણ કીમતી કળાની આવડતને
લીધે કોઇ પણ ખરાબ રસ્તે દોરવવાને માટે
વખત મળી શકતો નથી. દારૂ પીવાની ટેવ-
વાળાં માણસો નવરા બેઠા વખત બારી નહિ
થઇ પડે, મગજની શૂન્યતાને લીધે વખત
કેમ પસાર થયો એ માલમ નહિ પડે તથા

એ હાલતમાં કંઇ ચિંતાને પણ સ્થાન ન મળે એ માટેના એક સહેલા રસ્તા તરીકેજ એને પસંદગી આપે છે. પણ જે માણસ કંઇ પણ ઉદ્યોગમાં રોકાયલો રહે છે તે પોતાની જીંદગી સુખ અને સંતોષમાં ગાળે છે. તેને દારૂ કે દારુના પિતરાઇ કોઇની જરૂર રહેતીજ નથી. અમેરિકામાં છોકરાએ જો કોઇ ઔદ્યોગિક કેળવણી જેવી કે ખેતી, બાગ બનાવવું, યાંત્રિક શાસ્ત્ર વગેરે નહિ મેળવી હોય તો તે માબાપોનેજ શરમ ભરેલું થઇ પડે છે, અને તે છોકરો નબળા મનનો ગણાય છે.

૩ આપણું સાધારણ માનવું છે કે નાનપણમાં જો કોઇ છોકરો ખરાબ વર્તનવાળો હોય તો તે મોટો થતાં અને માથે પડતાં ઠેકાણે આવી જાય છે. એ વાત ભરોસા લાયક નથી. નાનપણથીજ તેને આડો રસ્તો પકડતાં અટકા-

વવો. છોકરો બાર પંદર વરસનો થયા પછી તેને ખરાબ રસ્તે દોરવનારાં અમુક કારણો છે તેનાથી તેને બચાવો. સોબત એ બીજું કારણ છે. છોકરો સારો નબળો નીકળવો એ તેની સોબતથી માલમ પડી આવે છે. માટે છોકરા ના સોબતી તરફ પૂરતું ધ્યાન આપવું જોઇએ.

ચાહ અને કોફી તબીયતને નુકશાન કરતા તો છેજ અને એની ટેવવાળા માણુસોને દારૂ પણુ સહેલાઇથી લલચાવી શકે છે. ડૉકટર વીલે એ. પોતાના માસિક ગુડ હાઉસ કીપિંગ મારફતે સાબિત કીધું છે કે નિર્દોષ કહેવાતા પીણામાંના ઘણા ખરામાં નારકોટીકસ અને એવીજ બીજી નુકશાન કરનારી ચીજોનો ભેળ હોય છે.

બીડી પીવાની ટેવ તો ઘણુા છોકરાઓમાં સાધારણુ થઇ પડી છે. હજારો અને લાખો છોકરાઓ એની ખરાબીમાં સપડાયા છે. બીડી

પોતાના જુવાન બોગોને સ્કૂલમાં ફેઇલ કરાવે છે. ઘણા ખરા બીડી સ્વતંત્રતાથી પીવાય એટલાજ ઉદેશથી સ્કુલ હંમેશને માટે છોડી દઇ કંઇ પણ નોકરી શોધી લે છે; કાંતો કંઇ કામમાં જોડાઇ જાય છે.

હવે જો માબાપો ખંતથી જોઇતી કાળજી પૂર્વક છોકરાને ઉછેરે તો ઉપરની દરેક બુરી ટેવોથી પોત પોતાના છોકરાને ઉગારી શકે છોક-રાંને સાંજ પડયા પછી ઘેરેજ રાખવો અને એ બહુ સહેલું કામ છે. એમ છતાં જોર જુલમથી એ થોડુંજ થવા સંભવ છે. છોકરાને બહાર નહિ નીકળવા દેવાને માટે તેને માટે ગમતા સાધનો હોવાં જોઇએ. કે જેનાથી એ ચાહીને બહાર જવા કરતાં ઘરમાંજ રહેવું વધારે પસંદ કરે. જેવી રીતે ખાદ્ય પદાર્થ અને ફરનીચરની ઘરમાં ખાસ જરૂરછે તેવીજ રીતે છોકરાને રમવાની ચીજો, સારાં પુસ્તકો વગેરેની પણ ઘરમાં ખાસ જરૂર છે.

ઘર.ની દેખરેખથી ચાહ, કાફી, સોડાલેમન વગેરે પીણાંથી છોકરાને દૂર રાખવો ખાસ જરૂરનું છે. તેવીજ રીતે બીડી કે જે આજકાલ અતિશય પ્રચારમાં છે તેનાથી સૌ કરતાં વિશેષ સમાલવાનું છે.

## શ્રીમાન્ સમ્રાટ પંચમ જ્યોર્જ મદ્યપાન નિષેધક તરીકે.

ના. શહેનશાહે મી. લોઇડ જ્યોર્જને એક પત્ર લખી નિશો કરનારા પ્રવાહી પદાર્થોથી લડાઇના વખતમાં પોતે દૂર રહેવાનો તથા આ રાજવંશી કુટુંબને પણ એ પદાર્થોથી દુર રાખ-વાનો વિચાર જણાવ્યો છે. એમ માનવામાં આવે છે કે ના. શહેનશાહની વસણુ રાજ્યના બધા અમલદારો પસંદ કરશે ને પ્રધાનમંડળ તેમજ ન્યાયાધિકારીઓ પણ તેમનું અનુકરણ કરી મદિરાથી દૂરરહેશે. લંડનના પત્રોમાં બોર્ડબ્રાસી, લોર્ડ કોર્ડરે અને લોર્ડ સિડનહામના

પત્રો પ્રકટ થયા છે. અને તેઓએ ના. શહેન-
શાહનું અનુકરણ કરવા જાહેર કર્યું છે. સર
ચાર્લ્સ મેકરોએ જણાવ્યું છેકે દારૂની વખા-
રોને તાળાં વસાય એ હું પસંદ કરૂં છું
ન્યુફાઉન્ડલેન્ડમાં ના. શહેનશાહની આવી વલણથી પ્રસંશા
કરવામાં આવી છે અને મોટા ધંધાદારીઓએ
દારૂથી દુર રહેવાનું જાહેર કર્યું છે. ન્યુ બ્રન્સવીક
અને નોવાસ્કોશીઆની સરકારો એ સંબંધમાં
અટકાવનો ઠરાવ પસાર કરવા વિચાર ચલાવે
છે. સસ્કેચવાને દારૂનાં પીઠાં બંધ કરાવ્યાં
છે. મેનાટોબા અને ઓન્ટેરીઆમાં દારૂ ઉપર
અંકુશ મુકનારા ઠરાવ પસાર થયા છે. તેજ
બીજા અનેક યુરોપી રાજ્યોમાં તેમજ યુદ્ધમાં
ઉતરેલા રાજ્યોમાં તો એ બદી અટકાવવા
દુગવો થવા લાગ્યા છે. ખુદ અંગ્રેજ ધર્મગુરૂઓ
પણ એ બદીને દૂર કરવા પ્રયત્નો કરે છે. લોર્ડ
કીચનરે પોતાના કુટુંબમાં લડાઇ દરમ્યાન

હવેથી કોઈએ હાર
દીધું છે. હિન્દુસ્તાનમા
આ મદિરાપાનનો ા
કારણવશાત્ કરવો પડયો છ.
વર્ગમાં પ્રસરેલી એ બદીથી કા
બેદરકારી ે. આપણે તે. વિચા.
જોવાનું નથી, પરંતુ 'વખત આવે ભૂલ ....ા
પડે છે' એ લોકવાક્યાનુસાર પાશ્ચાત્ય દેશો કે
જ્યાં માંસ અને મદિરાની બદી એટલી હદ
સુધી પહોંચી હતી કે જ્યાં ભાગ્યેજ કોઈ પણ
મનુષ્ય આવી ભ્રષ્ટ કામોદ્દીપન કે ધોળે દિવસે
તારા દિવા બતાવનારી કેફી વસ્તુઓથી દૂર
... આવી ભયંકર ભૂલ આજે પ્રાશ્ચાત્ય પ્રજાને
નજરે પડી છે એ ખરેખર પાશ્ચાત્ય પ્રજાના
ભાગ્યની વાત છે. જ્યારે ભારતવર્ષની પ્રજા
ા દુર્ગુણી આહારવિહાર અને સદાચારોથી
ભાગે દૂર રહી છે તે આપણી
મૂર્તિપૂજાની રીતને કે પ્રભુ પ્રત્યેની ઘેલછા—પ્રેમ
ને કે આપણા સતશાસ્ત્રોનેજ આભારી છે.

## ...દૃશ્યો.

## ધ્યાન આપો.



વ્યસન નિષેધક, [illegible] પ્રચારક

...પ્રવર્તક મંડળ કે જે દારૂની કુટેવ

તથા માંસાહારથી થતી દુર્ગતિના ...

હેંડબીલો, ભાષણો, ચિત્રશાળા, તથા સત્સંગ

માસિક આદિ સાધનો દ્વારા અટકાવ કરવા

તથા નીતિ તત્વનો પ્રચાર કરી પ્રજાને નીતિમાન

બનાવવી એ ઉદ્દેશથી આજ ૧૭

ઉત્સાહ પૂર્વક કાર્ય કરે છે.

વધુ માહિતી માટે લખો—

**સત્સંગ ઑફીસ.**

અંબાજી રોડ,—સુરત.